॥ શ્રીગણેશાયનમઃ ॥

# આનંદનો ગરબો.

પ્રસિદ્ધ કરનાર.

કરૂણાશંકર ગણેશજી રાવળ.
લીંબડી—કાઠીઆવાડ.

અમદાવાદ.

ધી ડાયમંડ જ્યુબીલી પ્રીન્ટીંગ પ્રેસ.

ઠે. સલાપોસ દરવાજે પરીખ

દેવીદાસ છગનલાલે છાપ્યું.

સંવત ૧૯૬૨ સને ૧૯૦૬



શ્રીગણેશાયનમઃ

# અથ આનંદનો ગરબો.



આજ મુને આનંદ વાધ્યો અતી ઘણો મા,
ગાવા ગરબો છંદ બહુચર માતતણો મા. ૧
અલવે આલ પંપાળ આપેક્ષા આણી મા,
છો ઇચ્છા પ્રતિપાલ દ્યો અમૃત વાણી મા. ૨
સ્વર્ગ મૃત્યુ પાતાલ વાસ સકલ તારો મા,
બાલ કરી સંભાલ કર ઝાલી મારો મા. ૩
તોતલા મુખ તંન તો તો તોય કહે મા,

અરભક માગે અન્ન નિજ માતા મન લે મા. ૪
નહિ સવ્ય અપસવ્ય કહિં કોય નવ્ય જાણું મા,
કુલી કહાવા કવ્ય મન માતા આણુમા. ૫
કુલજ કુપાત્ર કુશીલ કર્મ અકર્મ ભર્યો મા,
મૂરખમાં બે મીલ રસ રટવા વિચર્યો મા. ૬
મૂઢ પ્રૌઢ ગતિ મત્ય મન મિથ્યા માપી મા,
કવણ લહે ઉતપત્ય વિશ્વ રહ્યાં વ્યાપી મા. ૭
પ્રાક્રમ પ્રબલ પ્રચંડ પ્રબલ નબલ પ્રીછું મા,
પૂરણ પ્રગટ અખંડ અન્ન થકો ઇચ્છું મા. ૮
અરણવ ઓછે પાત્ર અકલે કરી આણું મા,
પામું નહિ પલ માત્ર મન જાણ્યે જાણુ મા. ૯
રસના યુગ્મ હજાર તે રટતે હાર્યો મા,
ઇશે અંશ લગાર લઇ મનમથ માર્યો મા. ૧૦
મારકંડ મહિમાય મુખ માત્યમ ભાખ્યું મા,
જયમુની ઋષિ જેવાય ઉર અંતર રાખ્યું મા. ૧૧
અણુગણુગણ ગતિ ગોત્ય ખેલ ખરો ન્યારો મા,
માત જાગતી જોત્ય જલહલતો પારો મા. ૧૨
જશ ત્રણ્ય વરણ ગુણ ગાથ કે ઉંડલ ગુંડલ મા,

ભરવા બુદ્ધિ બે હાથ ઓધામાં ઉંડલ મા. ૧૩
પાય નમાવું શીશ કહું ઘેલું ગાંડું મા,
માત ન ધરશો રીશ છો ખોલું ખાંડું મા. ૧૪
આદ્ય નિરંજન એક અલખ અકલ રાણી મા,
તુજથી અવર અનેક વિસ્તરતાં જાણી મા. ૧૫
શક્તિ સરજવા શ્રષ્ટ રોજય સુધાવે અલપ મા,
કિંચિત કરૂણા દ્રષ્ટ કૃત કૃત કોટિ કલપ મા. ૧૬
માતંગી મન મુક્ત રમવા મન કીધું મા,
જોવા જુક્ત અજુક્ત રચિયાં ચૌદ ભુવનમાં. ૧૭
નીર ગગન ભૂતેજ હેત કરી હર્યાં મા,
મારૂત વીયજે જેહ ભાંડ કરી ભર્યાંમા. ૧૮
તત્ક્ષણ તમથી દેહ ત્રણ્ય કરી પેદા મા,
ભવ કૃત કરતા જેહ સૃજક પાલ છેદ્યાં મા. ૧૯
પ્રથમ કર્યો ઉચ્ચાર વેદ ચાર વાયક મા,
ધર્મ સમસ્ત પ્રકાશ ભૂભરવા લાયક મા. ૨૦
પ્રગટ પંચમહાભુત અવર સરવ જે કોઈ મા,
શકત્ય સરવ સંયુકત શકત્ય વિના નહિ કોઈમા. ૨૧
સૂક્ષ્મ મહી મંડાણ મહંમાહેશ્વરી મા,

જુગ સચરાચર જાણુ જયવિશ્વેશ્વરી મા. ૨૨
જલ મધ્યે જલ:શાઈ પોઢ્યા જગજીવન મા,
બેઠાં અંતરિક્ષ આઈ ખોલે રાખી તન મા. ૨૩
વ્યોમ વિમાનની વાટ ઠાઠ ઠઠ્યો આછો મા,
ઘટ ઘટ સરખો ઘાટ કાછ બન્યો કાછો મા. ૨૪
જન્મ મરણ અવતાર આકારે જાણી મા,
નિર્મિત હિત નરનાર નખશિખ નારાયણી મા.
પજાગ પશુ પંખીય પ્રથક્ પ્રથક્ પ્રાણી મા,
જુગ જુગમાં જંખીય રૂપેં રૂદ્રાણી મા. ૨૬
ચક્ષુ ને ચૈતંન્ય વચ્ચાસન ટિકીમા,
જાણુવા જુગ મંન્ય મધ્ય માતા કીકીમા. ૨૭
અંનચર ત્રણુચર વાય તું વારી ચરતા મા,
ઉદ્દર ઉદ્દર વર આય તું ભવનેં ભરતા મા. ૨૮
રજો તમોને સત્વ ત્રિગુણાત્મિક ત્રાતા મા,
ત્રિભુવન તારણી તત્વ:જક્ત તણી જાતા મા. ૨૯
જ્યાં જ્યમ ત્યાં ત્યમ રૂપ તેંજ ધર્યાં સઘલે મા,
કોટિક કરે સ્વરૂપ કોઈ તુજને ન કલેમા. ૩૦
મેરૂ શિખરમાં વાસ ઘોઘાગઢ પાસેં મા,

બાલી બૌચર વાસ આદ્ય વસે વાસેંમા. ૩૧
ન લહે બ્રહ્મા ભેદ ગુણગત્ય તાહેરી મા,
વાણી વખાણે વેદ શીમતિ માહેરી મા. ૩૨
વિષ્ણુ વિમાશી મંન્ય ધન્ય ઈમ ઓચરે મા,
અવર ન તુજથી અંન્ય બાલી બહુચરેમા.૩૩
માણે મન માહેશ માત મયા કિધે મા,
જાણે સુરપતિ શેષ સો તારે લીધે મા. ૩૪
સહસ્ત્ર ફણાધર શેષ શક્ત સબલ સાધી મા,
નામ ધર્યું નાગેષ કીર્તિતો વાધીમા. ૩૫
મચ્છ કચ્છ વારાહ નરસિંહ વામન થઈ મા,
અવતારો તારાહ તે તે તું મઈમા. ૩૬
પરશુરામ શ્રી રામ રામ બલી બલજે મા,
બુદ્ધ કલંકી નામ દશવિધિ ધારી દેહમા. ૩૭
મધ્ય મથુરાંથી બાલ ગોકુલ તો પોતું મા,
તેં નાખી માહજાલ બીજું કોઈ નોતું મા.૩૮
કૃષ્ણા કૃષ્ણ અવતાર કલીકારણ કીધું મા,
ભકિત મુકિત દાતાર થૈ દરશાન દીધું મા. ૩૯
વિંહલ વપુચકમાર નહિ પુરૂષ પાખેમા,

અચરજ એ સંસાર શ્રુતિસ્મૃતિ ભાખે મા.૪૦
જાણે વિંહલ કાય જાુક્ત કહે અજાુગત મા,
માત મોટે મહિમાય ન લહે ઈંદ્ર ઉગત મા.૪૧
મેરામણથી મેર કીધો રવિયો સ્થિર મા,
આકરષણ એક તેર વાસંગીને તર મા, ૪૨
સુર સંકટ હરનાર શેવકને સાનિધ્ય મા,
અવીગતિ અગમ અપાર આનંદી રિધ્ય
સિધ્યમા ૪૩
સનકાદિક મુની સાથ સેવી વિધ વિધેંમા,
આરાધિ નવનાથ ચોરાશી સિધેંમા. ૪૪
આવી અયોદ્ધા ઈશ નામી શીશાવલ્યાં મા,
દશ મસ્તક ભુજ વીશ છેદી શીત મળ્યાં મા.૪૫
નૃપ ભિમકની કુમારી તમ પુજયે પામી મા,
રૂક્મણી રમણ મુરારી મન માન્યો સ્વામી મા.
રાખ્યા પાંડુકુમાર છાના સ્ત્રિ સંગે મા,
સંવત્સર એક બાર વામ્યા તમ અંગે મા. ૪૭
બાંધ્યો તન પ્રદ્યુમંન છૂટયો નહિં કોયથી મા,
સમરીપૂરી સનખંન જયો કારાગૃહથી મા. ૪૮

વેદપુરાણ પ્રમાણ શાસ્ત્ર સબલ સાખી મા,
શકિત સકલ મંડાણુ વિશ્વ રહ્યાં રાખી મા.૪૯
જે જે જાય ગાયે જોઉં ત્યાં ત્યાં તું તેવી મા,
સમ વિભ્રમ મતિ ખોઉં કે ન શકું કેવી મા.૫
ભૂત ભવિષ વૃતમાન ભગવંતી ભવની મા,
આદિ મધ્ય અવસાન આકારેં અવની મા.૫૧
તિમિર હરણ શશિસુર તે તારો ધોખો મા,
અમિ અગ્નિ ભરપુર થે શોખો પોખો મા.૫૨
ષટરૂતુ ષટરસ માસ દ્વાદશ પ્રતિબંધે મા,
અંધકાર ઉજાસ અનુક્રમ અનુસંધે મા. ૫૩
ધરતી તું ધન ધન્ય ધાન્ય ધરાવાવે મા,
પાલણ જા પ્રજંન્ય અણુચિતવે આવે મા.૫૪
સકલ સૃષ્ટ સુખદાઈ પય દધી ધૃત માંઇ મા,
સ્નેહ સરસ સરસાઇ તું વિના નહિં કાંઇ મા.૫૫
સુખ દુઃખ બે સંસાર તારા ઉપાયા મા,
બુદ્ધિબળને બલહાર ઘણું ડાયા વાયા મા.૫૬
ક્ષુધા તૃષા નિદ્રાય લઘુ જોબન વૃદ્ધા મા,
શાંતિ શુરને ક્ષમાંય તું સઘળી શ્રદ્ધા મા.૫૭

કામ ક્રોધ મોહ લોભ મદ મચ્છર મમતા મા
તૃષ્ણા થૈ સ્થિર થોભ તનમનને સમતા મા. ૫૮
અર્થ ધર્મને કામ મોક્ષ મહું માયા મા,
તનતનનો વિશ્રામ ઉર અંતર છાયા મા. ૫૯
ઉદ્દા ઉદ્દારણ અસ્ત આધ્ય અનાધ્યનીમા,
ભાષા ભૂર સમસ્ત વાક વિવાધ્યની મા. ૬૦
હર્ષ હાસ ઉપહાસ કાવ્ય કવિત વિતતું મા,
ભાવભેદનીજભાસભ્રાંતિઅસેચિતતું મા. ૬૧
ગીત નૃત્ય વાજીંત્ર તાલ તાન માનેમા,
વાણી વિવિધ બિચિત્ર ગુણ અગણિત ગાનેમા. ૬૨
રતિરસ વિલસવિલાસ અ:શા સકલ જગની મા.
તાલમાન મધ્યવાસ મહું માયા મગનીમા. ૬૩
જાણે અજાણે જક્ત બે બાધે જાણેમા,
જીવ સકલ આસક્ત સૌ સરખું માણેમા. ૬૪
વિધવિધ ભોગ પ્રજાદ જગદાખ્યું ચાખ્યુંમા,
ધૃત સુરતાને સ્વાદપદ પોતે રાખ્યું મા. ૬૫
જડ થડ શાખા પત્ર પુષ્પ ફલેં ફલતીમા,
પરમાણું એક માત્ર રસબસ વિચરતીમા. ૬૬

નિપટ અટપટી વાત નામ કહું કોનુંમા,
સરજી સાતે ધાત માત અધિક સોનુંમા. ૬૭
રત્નમણી માણેક નગમુગીયાં મુક્તામા,
ઉભાં અધિક અટેક અન્ય ન સંયુક્તા મા. ૬૮
નીલપીત આરક્ત શામ સ્વેત સરખીમા,
ઉભયે વ્યકતા વ્યકત જકત જશી નિરખીમા. ૬૯
નગજે અષ્ટકુલ આઠ હેમાચલ આદ્યેમા,
પવન ગવન ગતિ ઠાઠ ચરચિત તું મધ્યેમા. ૭૦
કુપ વાવ્ય તલાવ તું સરિતા સિંધુમા,
જલ તારૂણી જે નાવતું તારણી બંધુમા. ૭૧
વૃક્ષ ભાર અઢાર ભુ ઉપર ઉભામા,
કૃત કૃત તું કિરતાર કોશ વિદ્યા કુંભા મા. ૭૨
જડ ચૈતન અભિધાન અંગા અંશ ધારીમા,
માનવી મોટે માન તે કરણી તારીમા. ૭૩
વરણ ચ્યાર નિજ કર્મ ધર્મ સમસ્ત થાપીમા,
બેને બાર અપર્મ અનુચર વર આપીમા. ૭૪
વાડવ વન્હિવાસ મુખ માતા પોતેમા,
જપતે તપતે આશ માત જગન જોતેમા. ૭૫

લક્ષ ચોરાશી જંત સૌ તારા કીધાંમા,
આણિ અસુરનો અંત દંડ ભલા દીધામા. ૭૬
દુષ્ટ દમ્યા કૈવાર દારૂણ દુઃખ દેતામા,
દૈત્ય કર્યા સંહાર ભાગ જગન લેતા મા. ૭૭
શૂદ્ધ કરણ સંસાર કર ત્રીશુલ લીધું મા,
ભુમી તણે શિરભાર હરવા મન કીધું મા. ૭૮
બહુચર બુદ્ધિ ઉદાર ખળ ખોળી ખાવામા,
સંત કરણ ભવપાર સાધકને સહાવા મા. ૭૯
અંત્તમ ઉદ્ધારણ હાર આસનથી ઉઠીમા,
રાખણ જુગ વેવાર બંધ બાંધો મૂઠીમા. ૮૦
આણી મન આનંદ મા માંડે પગલાં મા,
તેજ પુંજ રવિચંદ દે નાનાં ડગલાં મા. ૮૧
ભર્યાં કદમ એ ચાર મદમાતી મદભર મા,
મનમાં કરી વિચાર તેડાવ્યો અનુચરમા. ૮૨
કુર કુટ કરિ આરોહ કરૂણા કર ચાલીમા,
નગ પંખીને નિહાર પગ પૃથ્વી હાલીમા. ૮૩
ઊડીને આકાશ થઇ અદભુત આવ્યો મા,
અધક્ષણમાં એક શ્વાસ અવનીતલ લાવ્યોમા૮૪

આપી કરણ નિપાત પૃથ્વી પડ માંહિમાં,
ગોઠયું મન ગુજરાત ભીલાં ભડમાંહિમા ૮૫
બોલી ભવાનિ માય ભાવ ભર્યા ભાલેમા,
કીધો કરી કિપાય ચુંવાલે આલે મા. ૮૬
નવ ખંડ ન્યાલી નેટ નજર વજર દીઠીમા,
ત્રણ્ય ગામ તરભેટ ઠેઠ અડી બેઠીમા ૮૭
સેવક સારણ કાજ સનખન પુર શેઢેમા,
ઉઠયો એક અવાજ ડેડાણાને ઢેમા. ૮૮
આવ્યાં અશરણ શર્ણ અતિ,આનંદ ભર્યા મા,
ઉદિત મુદિત રવિ કર્ણ દશદિશ જશ પસર્યામા૮૯
સકલ સમૃદ્ધિ સુખ માત બેઠાં ચિત સ્થિર થૈ મ
વસુધા મધ્ય વિખ્યાત વાત વાયુવિધ ગૈમા. ૯૦
જાણિ પવન જગ જોર જગ જનુની જોએમા,
અધિક ઉડાડયો સોર વાસ કરી ગોખે મા ૯૧
ચાર ખુંટ ચોખાણ્ય ચરચાએ ચાલીમા,
જનજન મુખ પ્રત્યવાણ્ય બહુચર બહુલાલીમા૯૨
ઉદા ઉદા જેકાર કીધા નવ ખંડેમા,
મંગલ વર્ત્યા ચ્યાર ચૌદે બ્રહ્માંડેમા. ૯૩

ગાજ્યા સાગર સાત દૂધે મે ઉઠા મા,
અધર્મ ધર્મ ઉતપાત તે કીધા જુઠામા ૯૪
હરખ્યા સુર નર નાગ મુખ જોઇ માનું મા,
અવિલોકિક અનુરાગ મન મુનિસરખાનું મા ૯૫
નવગ્રહ નમવા પાય પાગ્ય પલી આવ્યા મા,
ઉપર ઉતારવાય મણિ મુકતા લાવ્યા મા. ૯૬
દશ દિશાના દિગપાલ દેખી દુખવામ્યામા,
જનમ મરણ જંજાલ ઝીતિ સુખ પામ્યામા ૯૭
ગુણ ગાંધ્રવ જશગાન નૃત્ય કરે રંભા મા,
સુર સ્વર સુણતાં કાન ગત્યથેસ્થિર થંભ્યામા ૯૮
ગુણ નિંધ્ય ગરબો એક બહુચરમા કેરો મા,
કરે ધરીને દેહ સફલ ફરે ફેરો મા. ૯૯
પામે પદારથ પાંચ પોતે સાંભલતાં મા,
નાવે ઉની આંચ દાવાનલ બલતાં મા ૧૦૦
અસ્ત્ર ન અડકે અંગ આદ્ય શકિત રાખેમા,
નિશદીન નવલેરંગ સમદમ ક્રમ પાખે મા. ૧૦૧
જલને અનલ અઘાત ઊનારે બેઉમા,
ક્ષણક્ષણ નિશદિન પ્રાત સંકટવત ફેડમા. ૧૦૨

ભૂત પ્રેત જાંબુક વૈતરડા કેણીમા,
નાવે આડું અચુક સન્મુખ શાકેણીમા. ૧૦૩
ચરણ કરણ ગતિ ભંગ ખંગ પંગ ચાલેમા,
ગુંગ સુંગમુખ અંગ અદ્ધ બાદ્ધા ટાલેમા. ૧૦૪
સેન વિહોણાં નેંણ લે નેણાં આપેમા,
પુત્ર વિહોણાં કેંણ કેં મેણાં કાપેમા. ૧૦૫
કલી કલ્પ તરૂ ઝાડ જે જાણે તેનેં મા,
ભકત લડાવ્યાં લાડ પાડ વિના કેને મા ૧૦૬
પ્રગટ પૂરણ પુરૂષાઇ તું આપે પલમા મા,
ઠાલાં ઘેર ઠકરાઇ દેદલ હલ ભલતા મા. ૧૦૭
નિરધનને ધન પાત્ર તું કરતાં શું છે મા,
રોગ દોષ દુઃખ માત્ર તું હરતાં શું છે મા. ૧૦૮
હય ગજરથ સુખપાલ આલ વિના અજરેંમા,
બરદેં બહુચર બાલ ન્યાલ કરો નજરેંમા.૧૦૯
ધર્મધજા ધન ધાન નટલે ધામ થકીમા,
મહીપતિ સુખ દે માનમાનાનામથકીમા. ૧૧૦
નરનારી મલી નેહ જે તમને ગાશેમા,
કુમતિ કૃત કર્મ એહ ચે ઉડી જાશે મા. ૧૦૯

ભગવતી ગીત ચરિત્ર જે શુણશે કાનેમા,
થૈ કુલ સહિત પવિત્ર ચડશે વૈમાને મા. ૧૧૨
તુજથી નથી તે વસ્ત તે તુજને તરપું મા,
પ્રગટ પુરણ પરશાસ્તશી ઉપમા અરપું મા. ૧૧૩
વારમવાર પ્રણામ કરજોડી કીજેમા,
નિર્મલનિશ્ચલનામજનનિશદિનલીજેમા. ૧૧૪
નમો નમો જગ માત સહસ્ત્ર નામ તારાંમા,
માત તાતને ભ્રાત તું સર્વે મારાંમા. ૧૧૫
સંવત દશને સાત નેઉ ફાલ્ગુન શુદ્ધેમા,
તિથિ તૃતિયા વિખ્યાત અતિવાસર બુદ્ધેમા ૧૧૬
રાજનગ્ર નિજધામ નવાપુરા મધ્યેમા,
આદ્ય આદ્ય વિશ્રામ જાણે જગ બધેમા. ૧૧૭
કહે દુલભ સુલભ રહું છું છેવાડોમા,
કરજોડી વલ્લભ કે ભટ મેવાડો મા. ૧૮

ઇતી આનંદનો ગરબો.

॥ श्रीगणेसायनमः ॥

अथ देव्यापराधक्षमापन स्तोत्रम्

इदानिंदेहस्थोयादिजननितेहांह्रिचरणं ॥
मयानाराधीतंप्रथमजनुषिज्या सुतकरं ॥
अपर्णेमोक्षाप्तिप्रदमखिलपापौघशमनं ॥
क्षमाप्यैतत्पाह्यंघ्रिशरणगतंमांपराशिवे ॥१॥
शिवेबाल्येबालैर्विलसनपरस्तेस्मरणकं ॥
नचार्चानोभक्तिस्तवनपठनंचापिनकृतं ॥
नतेपीठेयात्रामखिलकलुषौघप्रशमानिम् ॥
क्षमाप्यैतत्पाह्यंघ्रिशरणगतंमांपराशिवे ॥२॥
युवावस्थांप्राप्तोविषधरसमैरिंद्रियगणैः ॥
प्रदष्टोनष्टेहःस्मरणमुखतोदूरमभवत् ॥
परस्त्रिद्रव्यादिहरणमुखासिद्धांतविचरः ॥
क्षमाप्यैतत्पाह्यंघ्रिशरणगतंमांपरशिंवे ॥३॥
तथाप्रौढावस्थागतसुतकलत्रार्थमशना ॥

दिकानांचिंताढ्यःक्रनुतवलमर्चादिकमहो ॥
भृशंशंकेमातर्विधिवशगताधीफलमिदं ॥
क्षमाप्यैतत्पाद्यंघ्रिशरणगतंमांपरशीवे ॥४॥
समायास्येवाध्यैंविगतदशनंनेत्ररहितं ॥
तदाकासश्वासादिकपरिभवान्नार्चनमुखं ॥
ममानर्हत्वेतेकृशविवशदेहाद्रितनये ॥
क्षमाप्यैतत्पाद्यंघ्रिशरणगतंमांपराशिवे ॥५॥
महामायेन्यासादिकविधियुतंतेमनुजपं ॥
नयंभावर्णार्चादिकमखिलपापप्रशमनं ॥
बलिंदीपंहोमादिकममलमज्ञातमधुना ॥
क्षमाप्यैतत्पाद्यंघ्रिशरणगतंमांपराशिवे ॥६॥
नगीतंनोनृत्यंविविधपथयुक्तंनगसुते ॥
नजानेन्यत्किंचित्तवपरमसंतोषजनकं ॥
नवाध्यानंचाहंपरमशिवपर्य्यंकानिलये ॥
क्षमाप्यैतत्पाद्यंघ्रिशरणंगतमांपराशिवे ॥ ७ ॥

सुजानेहंत्वांवैभवभयहरांसिद्धिजननिं ॥
विधात्रिंधर्माणांसकलनिगमागोचरगुणां ॥
तथाप्यालस्यादिविधिवशतयानार्चनपरः ॥
क्षमाप्यैतत्पाद्यंघ्रिशरणगतंमांपरशिवे ॥८॥
सुवर्णस्याल्लोहंसपादिजननीस्पर्शमणित ॥
स्तथारथ्यापाथः शुचिभवतिभागेरथिजलात् ॥
तथाहंपापीष्टश्चरणशरणायातमलिन ॥
कृपापात्राहोंवैपरमुचितमीशानिकुरुतत् ॥९॥
परांबेकेषांचिन्नृपधनपितृज्याप्तिशरणं ॥
तथान्येषांमातस्सुतसहजमित्राप्तिशरणं ॥
समस्तानामेवंकथितमुखकंचास्तिशरणं ॥
इहामुत्रापर्णेममतुशरणंतेंघ्रियुगलम् ॥ १० ॥
पुरांबायारिदंस्तोत्रं करुणाशंकरोदितम् ॥
पठतांशृण्वतांस्याद्वैत्वपराधक्षमापनम् ॥११॥

इतिश्रीमदुमारमणचरणसरोरुहावाप्तानिलय
दैवज्ञगणेशजीदात्मजकरुणाशंकराविर-
चितमिदंदेव्यापराधक्षमापन
स्तोत्रंशिवदमस्तुपठतां
शृण्वतांपरांत्रा
प्रसादात्